Reg. No. 125

॥ ॐ ॥

# ગોવિંદ ગિરા.

## ભાગ ૧ લો.

પ્રભુકૃપાથી રચી છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુંર્જર કડીયા
મેસ્ત્રી ગોવિંદ નારણ–મોડા રાજા
પીપળીયાવાળા.
પોરબંદરીયા હાલ બીલખા (કાઠિયાવાડ).

[૧૯૭૮] શાકે ૧૮૪૩ [ઈ. સ. ૧૯૨૨
આવૃત્તિ ૧ લી–પ્રત ૧૦૦૦.

ફગુણી ભાવીક ભક્તોને ભેટ આપવા.
કિંમત અમૂલ્ય.

૯૮૦૯

॥ ॐ ॥

# ગોવિંદ ગિરા.

## ભાગ ૧ લો.

પ્રભુકૃપાથી રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુર્જર કડીયા

મિસ્ત્રી ગોવિંદ નારણ—ખોડા રાજા

પીપળીયાવાળા.

ધોરીયા હાલ બીલખા (કાઠિયાવાડ).

સંવત ૧૯૭૮] શાકે ૧૮૪૩ [ઈ. સ. ૧૯૨૨

આવૃત્તિ ૧ લી—પ્રત ૧૦૦૦.

સદ્‌ગુણી ભાવીક ભક્તોને ભેટ આપવા.

કિંમત અમૂલ્ય.

ॐ

# પ્રસ્તાવના.



**સુજ્ઞ મહાશયો તથા સદ્દગુણી પ્રભુભકતો,**

આજ સુધીમાં ઘણા ઘણા મહાન પ્રભુભકતોએ સર્વ શક્તિમાન પરમાત્માની ભક્તિરૂપ લીલા વર્ણવેલ છે અને સુંદર કાવ્યો રચી પ્રભુનું ભજન કરી પોતાનું જીવન સાફલ્ય કરેલ છે તે પ્રમાણે આ પુસ્તકરૂપી પ્રભુની લીલા મેં ઘણા વખત થયા રચી રાખેલ તે મારા મનમાં પ્રસિદ્ધ કરવાની ઉત્કંઠા થતાં તે છપાવી આપ સર્વ પ્રભુભકતો તથા ગૃહસ્થોની સેવામાં મુકું છું તો વાંચી મનન કરી પ્રભુનું સ્મરણ કરી આભારી કરશો.

**દોહરા.**

બીન સ્વાર્થે સેવા જે કરે, તેનું મૂલ્ય ન થાય;<br>
પણ રાખે પોતા સ્વાર્થમાં, તેજ ઘણો લપટાય.

દીન સેવક,

**મીસ્રી ગોવિંદ નારણ.**

**બીલખા** (કાઠિયાવાડ).

॥ ૐ ॥

# ગોવિંદ ગિરા.

## ભાગ ૧ લો.

૧

### ગીતી.

સીતારામ જેવા જેના સ્વામી (૨)
તેને સુખની ન રહે ખામી
એવું જાણીને જે ભજશે
તેનાં જન્મ મરણ દુઃખ ટળશે.

ભક્ત ઘણાને ઉગાર્યા (૨)
દુષ્ટ હતા તેને વાર્યા
કરજોડી ગોવીંદો ગાયે
સીતા રામજી કરે સહાયે.

૨

## આશાગોડી.

આપની છે ગતી ન્યારી–આહા–પ્રભુ.
આપ કૃપાથી હું રે બચ્યું છું,
રાખો છો રૈયત સુખારી–આહા–પ્રભુ.
દેશ વિદેશ ને શહેર સંભારી,
રક્ષા કરો છો હમારી–આહા–પ્રભુ.
આપ કૃપાથી મોક્ષ મળે છે,
દુષ્ટોને ઘો છો દબાવી–આહા–પ્રભુ.
આપનું સ્મરણ સહાય કરે છે,
સંકટ ઘો છો સંહારી–આહા–પ્રભુ.
આપનો મહીમા છે અતીભારી,
ચિત્તમાં રાખું સંભારી–આહા–પ્રભુ.
ગ્રીષ્મ સમે પ્રભુ ગ્રીષ્મ બતાવે,
આ તપ તેજ અપાવે–આહા–પ્રભુ.
વર્ષા સમે પ્રભુ વૃષ્ટિ કરાવે,
સમય સમય સમરાવે–આહા–પ્રભુ.

૭

દાસ તમારો ગોવિંદ ગાયે,
રાખો છો મુજને સુખારી–આહા–પ્રભુ.

૩

## દક્ષીણી લાવણી.

( મીત્ર મારા વાત હૃદામાં ધરજો–એ રાગ. )

મુજ દુઃખ દુરે કરો જગતના સ્વામી,
એક અન્તરજામી આપ બહુ છો નામી-મુ૦
રામનામ તણા ભંડાર ભરો મુજ મનમાં,
ત્યારે તેમજ સુખીઓ થાઉં
ઘણોજ મારા તનમાં·મુ૦
છો અમૃતસાગર આપ દયાળુ દેવા,
ભાવે ભક્તિ દેજો ભય હરનારી સેવા-મુ૦
ગોવિંદ ગુણ ગાયે તમારા પ્રીતે,
આ અરજ અમારી સાંભળજો શુભ રીતે-મુ૦



## ૪

### લલીત છંદ.

અખીલ વિશ્વના એક ઈશ્વરા,
અરજ માહરી ઉરે ધરો જરા—અખીલ.
મદન મોહથી દુર રે કરો,
તમ તણો મને છેજ આશરો—અખીલ.
મલીન વાસના છે ઉરે ઘણી,
સકલ તેહને ટાળજો ધણી—અખીલ.
મતિ વિહીન છું રંક બાપડો,
ત્રણ તુલ્ય છું પાપનો ઘડો—અખીલ.
ચરણ દાસનો ગોવિંદ ગાય છે,
સતત્ આપની ભક્તિ ચ્હાય છે—અખીલ.

## ૫

### ત્રોતાળી ચોપાઇ.

બીડી બહુ ઘણી છે મેલી,
સર્વ પ્રજાને કીધી છે ઘેલી—બીડી.

૯

પીયે તેને પ્યારી બહુ લાગે,
સુતા ઉઠીને તરત તે માગે-બીડી.
જેમ વધી છે બીડીની રીતી,
તેમ કરજો ભજન પર પ્રીતી-બીડી.
વ્યસન એકે સારૂં નથી,
એટલું માનજો મારી વતી-બીડી.
પ્યારો લાગે બીડી તણો ગોટો,
રામ રસ લાગે તેને ખોટો-બીડી.
આમાં જેને લાગે જો ખોટું,
તેતો દેજો બીડી સામે દોટું-બીડી.
ભજો શ્રીરામને હેત કરીને,
ગાયે ગોવિંદ નાવો ફરીને-બીડી.

૬

## બનજારો.

નમું નમું હું ગુરૂ ગોવિંદ,
જેથી મટે જગતના ફંદ-નમું.

દર્શ તમારાં જ્યારે થાયે,
ત્યારે સંકટ સર્વે જાયે-નમું.
એવા દયાળુ છો મહારાજ,
સર્વે સુધાર્યાં મારાં કાજ-નમું.
જ્યારે શરણુ તમારાં નીહાળું,
ત્રય ભુવનમાં હું ભાળું-નમું.
શ્રી રામદાસજી સ્વામી પ્રતાપે,
ભણે ગુણ ગોવિંદો આપે-નમું.

૭

(સરકાર રજા દિજીયે-એ રાગ).

મુખે રામકૃષ્ણ કીજીયે,
સુફલ થાય સહુ;
સુફલ થાય સહુ રે,
સુખજ થાય બહુ-મુખે.
સુખ શાન્તી રાખેથી,
રસ રામનો મળે છે;

રસ રામનો મળે છે,
    ધાર્યા કામજ ફળે છે-સુખે.
સાચા સ્નેહને તો વશ્ય,
    મારા રામજી રહ્યા છે;
મારા રામજી રહ્યા છે,
    દુઃખ દુર તો કર્યાં છે-સુખે.
પ્રભુ પાર તો ઉતારો,
    ગોવિંદ ગાઈ તો રહ્યો છે;
ગોવિંદ ગાઇ તો રહ્યો છે,
    પ્રભુને શરણે ગયો છે-સુખે.

૮

## પ્રભાતી.

ચંચલ નેત્રોયે શું કહુ તુજને,
    તું છે ચીતડાંની ચોર રે-ચંચલ.
પરરે નારીને નેણુરે નીરખી,
    કૃત્ય કરાવે કાળું રે-ચંચલ.

પરધન હુરવા તું પ્રીતી કરાવે,
ભૂલ કરાવે ભારીરે–ચંચલ.
કામક્રોધ મદ લોભ જગાવે,
શ્રીરામનામ નવ ભાવે રે–ચંચલ.
નીદ્રા વધારે ને આળસ આપે,
શુભ કર્મ ઉથાપે રે–ચંચલ.
નેત્ર થકી નર નરકે ગયા છે,
સ્વર્ગ ગયા કોઈ શુરા રે–ચંચલ.
શ્રીસીતારામ શરણે ગાય ગોવિંદા,
હૃદય ચક્ષુ ઉઘાડો રે–ચંચલ.

૯

(મૂજને ઘડી નથી વિસરતા રામ–એ રાગ).

નાતીલા બંધુ શ્રીરામને ભજે સુખ થાઈ,
તેમાં જુઠું ન મળે જરાઇ રામ–શ્રીરામ.
નાતીલા બંધુ નિત્ય વદો સત્ય વાણી,
તેમ વેદ કહે છે વખાણી રામ–શ્રીરામ.

નાતીલા બંધુ ઉમર આપણી જાયે,
તોય રામભજન નવ થાયે રામ—શ્રીરામ.
નાતીલા બંધુ કાયમ ભક્તિ કરજો,
તેથી ભવજલ સાગર તરસો રામ—શ્રીરામ.
નાતીલા બંધુ રામનામ તણા આધારે,
બહુ ભક્ત ઉગાર્યા અપારે રામ—શ્રીરામ.
નાતીલા બંધુ નીત ગંગાજીમાં નાહીએ,
એવી અર્જ ગોવિંદો ગાય રે—શ્રીરામ.

૧૦

રાગ ઉપરનો.

સતસંગી બંધુ શ્રીકૃષ્ણ ભજો સુખકારી,
પ્રભુ પોતેજ લેશે ઉગારી રામ—શ્રીકૃષ્ણ.
સતસંગીબંધુ નરસીંહ મહેતાની લાજ રાખી
તેનાં શાસ્ત્ર સર્વ છે સાક્ષી રામ—શ્રીકૃષ્ણ.
સતસંગી બંધુ બોડાણાની બાહે ઝાલી,
ડાકોર કીધી હવેલી રામ—શ્રીકૃષ્ણ.

૧૪

સતસંગી બંધુ ગણીકા હતી નીચ નારી,
 પ્રભુપોતેજ લીધી ઉગારી રામ-શ્રીકૃષ્ણ.
સતસંગી બંધુ ભીલ હતોજ ભરાડી,
 જ્ઞાન ચક્ષુ દીધાંજ ઉઘાડી રામ-શ્રીકૃષ્ણ.
સતસંગી બંધુ ભક્તિ કરો ભયહારી,
 ગોવિંદ ગાય પોકારી રામ-શ્રીકૃષ્ણ.

૧૧

( સીતાજીના મહીનાનો રાગ. )

મનુષ્યા દેહ તણો મહીમાય,
 માનવીઓ સાંભળો;
મહાકૃષ્ટે ચોરાસીમાં થઈ,
 સુખ મળ્યું માનજો-મનુષ્યા.
એમાં રામ ભજ્યાથી સુખ થાય,
 જુઠું ન મળે જરા;
સુખ સર્વ ખોયું એમ જાણ,
 ભજનમાં ભુલ્યાથકી-મનુષ્યા.

સીતારામના ભજનમાં,
નહી જોઇએ નાણુંરે;
તેમ સમય જોવાનું નહી કામ,
ભજો ત્યારે સારૂં રે–મનુષ્યા.

એક વખત સંભાર્યું શ્રીનામ,
ઉગાર્યો અજામેળને;
એવું જાણી ભજો ભગવાન,
વિદારો કુટેવને–મનુષ્યા.

સત્યવાણી વદો મુખમાંહી,
જીભે જુઠું નહિ વદો;
એવા શ્રી રામતણા ગુણ ગાઇ,
સુખેથી સહુ રહો–મનુષ્યા.

દયા રાખી દેજો અન્નદાન,
તેથી સુખ પામશો;
ગોવિંદ ગાયે તજીને માન,
તેથી તમો ફામશો–મનુષ્યા.

## ૧૨

### રાગ માઢ ત્રીતાલ.

પોતે દયાળુ ઉરમાંહે ભાળું,
શ્રીરામતણા ગુણ ગાઓને.
અયોધ્યાથી ઉપડી પ્રભુ,
ગયા રૂષીની સાથ;
દુ:ખડાં સર્વે દુર કરી,
અહલ્યા ઉગારી અતાલ.
ચાલ્યા સહાય કરી, પ્રેમથી ભરી,
મીથીલાપુરી મોઝાર-પ્રભુ.
યગ્ન રચેલો જોવા જેવો,
જનક કેરે દ્વાર;
તેમાં પ્રભુએ જીત કરીને;
આવ્યા અયોધ્યા મોઝાર.
દીધાં સુખડાં સહુને, ભાવ્યા બહુને,
એમ રહ્યા વર્ષ બાર-પ્રભુ.

આપની ઇચ્છા પુર્ણ કરવા,
પ્રભુએ ધાર્યા નેમ;
ગાય આવે જેમ વાછરૂ પાસે,
તેવો ધરાવેલ પ્રેમ.
પ્રભુ વનમાં ફરતા, દુષ્ટોને હણવા,
પોતે કીધું પરિમાણ—પ્રભુ.
વનમાં જઇને મુનીને મલ્યા,
વાલ્મીક કેરે દ્વાર;
તેવા પ્રભુ અમને મળજો,
ટાળજો તનનાં દુઃખ.
માગું ભક્તિ તમારી, કહું છું પોકારી,
ગાય ગોવીંદો શરણે આવી આજ—પ્રભુ.

૧૩

(જનુની જીવો ગોપીચંદની—એ રાગ.)

શ્રીરામને ભજો સર્વદા,
તેથી પાર પમાયજી;

મોહરે માયામાં નહી જામશો,
તેથી દુઃખડાં પમાયજી—શ્રીરામ.

અલગ રહેવું હવે એ થકી,
જાગ્યા ત્યાંથી સવારજી;
ગૃહસ્થાશ્રમમાં દુઃખ નહિ,
દુઃખ દીલમાં કપટજી—શ્રીરામ.

ભેખરે લીધાથી ભજાઈ નહીં,
કામ ક્રોધ ન જીતાયજી;
એવું જાણી કરી આપણે,
ભજીયે શ્રી ભગવાનજી—શ્રીરામ.

આયુષ્ય ઘટે છે આપણું,
જેમ દિવામાં તેલજી;
પવન લાગે જેમ દીપને,
તેમ મરણનો ખેલજી—શ્રીરામ.

અહંકારને અળગો કરી,
રાખો શુભ વિચારજી;

૧૯

મનમાં આરાધો શ્રીરામને,
તે છે સુખના ભંડારજી-શ્રીરામ.
ભક્તિ ન જાણું આપની,
જાતે કહીયો કહાવુંજી;
દાસ ગોવિંદને સર્વદા,
રાખો શરણુ દયાળજી-શ્રીરામ.

૧૪

## દક્ષીણી લાવણી.

દયા તો કરો શ્રી રામચંદ્ર સ્વામીરે
ભજુ હું ભાવે, આવ્યો રાવે;
મન લોભાવે, પ્રીત કરાવે.
દાસ આપનો છું રે-૧
ચરણુ તો ચાહુ નાથ આપનાંરે
દર્શન દેજો, મનમાં રેજો;
ભક્તિ દેજો, સહાય થાજો.
એ માગું હું મોરારી રે-૨

બાળ તો બચે માતાની સંભાળે રે
તેમ રાખો રામ, સુંદર શ્યામ;
ચાર ધામ, કોઈ ઠામ.
આપ વીના ન ઠાલું રે-૩
ગુરૂ પ્રતાપથી ગુણ તમારા ગાઉં રે
હું તરણ તુલ્ય, તમો અમુલ્ય;
નથીજ ભુલ્ય, આપ અતુલ્ય.
ગોવિંદને ઉગારો રે-૪

૧૫

દોહરા.

પ્રેમ કટોરો પીધા થકી,
આનંદ થાય અપાર;
દિલડાંના સહુ દુઃખ ટળે,
જો હોય શુદ્ધ મન ભાવ.
આંબા કેરા વૃક્ષને,
વાવે સહુ જન કોઇ;

પણબાવળીયાના બીજને,
વાવેથી દુઃખ હોય.
સગાં તેટલો સંતાપ છે,
સ્નેહ તેટલું દુઃખ;
રામચંદ્રના ભજનવિના,
ક્યાંઈ ન મળે સુખ.
દુરેના ડુંગર સહુ,
રળીયામણા દેખાય;
પણ પાસેના જે પહાડ,
અળખામણા ઓળખાય.
એવું જાણી આપજન,
કરજો તેમાં પ્રીત;
ગોવિંદ ગાય છે પ્રેમથી,
સાચું છે ખચીત.



## ૧૬

## ગરબી.

સંવત ૧૯૭૭ ની કાર્તીકી પુર્ણીમા.

વારી જાઉં શ્રીમન્નાથ પ્રભુના નામનેરે,
પવિત્ર કીધી છે નવખંડે નામનેરે-વારી.
હું તો રખડયો ઘણાક ફેરા ફરીરે,
તોય નાવ્યો છેડો દુઃખડાં થકીરે-વારી.
મારાં ત્રીવીધ તાપ સુહુ દુરે કરોરે,
હવે આરો નથી ઉગરવા તણોરે-વારી.
નાથ નિવાસ કરોજ મમ હૃદયમાંરે,
દોષ દુર કરો ક્રોડ મારા કર્મનારે-વારી.
વાહાલા નમું હું નેહે કરી આપનેરે,
પવિત્ર વધારે ઉત્તમ તુમ જાપનેરે-વારી.
રાખો ગાફલ ગોવિંદો આપ શરણુમાંરે,
પ્રભુ મુક્ત કરો જન્મ મરણમાંરે-વારી.



૧૭

( કૃષ્ણ કરે તે ઠીક કરે છે-એ રાગ ).

મરણ શયામાં પડેલ પ્રાણી,
પોકારરે પ્રભુ દીન વાણી;
ગર્વ ઉતાર્યો મૂજ રંકનો,
દયા લાવીને દીન જાણી-મરણ.

ભવબંધનથી મૂક્ત કરો,
માગું મુખથી મોરારી;
અઘતણા મમ ઓઘ મચ્યા છે,
જોશો નહિ પ્રભુ તે જાણી-મરણ.

સંકટ મારૂં સહ્યું ન જાયે,
તેથી ભક્તિ ગયો ભુલી;
તોપણ તારણ જગ્ત ઉદ્ધારણ,
દયા કરી મમ રંક પરે-મરણ.

દુઃખ પડેથી ડરૂં ખરો પણ,
નામ ન છોડું રામધણી;

એવા અન્તર આપ વસોછો,
તોપણ જોશો મુજ ભણી-મરણ.
માત તાત બાંધવ સુત દારા,
તમ વિણ તો લાગે ખારૂં;
ભક્તિ હોય જો આપ શરણની,
તો અમીરસથી લાગે પ્યારૂં-મરણ.
ચોરાસીથી છુટો કરોને,
મમહ્રદયમાં રહો રામ;
પ્રભુ પ્રતાપે ભાણે ગોવિંદો,
શરણાગતના છો શામ-મરણ.

૧૮

રાગ પદનો.

ભજ મન રામ કૃષ્ણ ગોવીંદા,
સબ જાન જગ્તકા ફંદા-ભજ.
હ્રદય ભુવનમાં ધ્યાન કરીને,
કરો ભક્તિતણા ધંધા-ભજ.

રામ ભજો તમે કૃષ્ણ કહીને,
જેથી મીટે જગ્ત ઝાળ બંધા–ભજ.
માતતાત ભ્રાતા ભગીની સહુ,
તજ યુવતી પુત્ર કુટુમ્બા–ભજ.
તે સહુ જાણો વાદલકી છાયા,
લોહ પાસ સમ છે સબ માયા–ભજ.
મીત્ર મોહમાં ના સપડાશો,
મારે વિશ્વાસઘાત કરી–ભજ.
તેમ ગોવીંદો આય ગુરૂ શરણે,
પ્રભુ શરણમાં સ્થીર ઠરી–ભજ.

૧૯

( મીરાંબાઇનો રાસડો–રાગ. ).

પ્રભુની પુરણ કૃપાથી હું તો અવતર્યોરે,
હેતે કરી હરીએ ઝાલ્યો મારો હાથ–પ્ર૦

સાખી.

પોતાનો કરી પાલીયો,
સુખડાં દીધાં અપાર;

તોપણ ભુલ્યો બ્રહ્મથી,
ખોટું નહિ તલભાર.
એવા અવીનાશી વારે મારી આવજોરે,
ત્યારે પામું હું ભવનો પાર-પ્ર૦

સાખી.

હું તો પામર પાપમય,
બુડયો ભવજલમાંય;
નાવ મળ્યું હરી નામનું,
તો તેણે કીધી સહાય.
ત્યારે આવ્યું મારા પુર્વ ભવનું ભાન,
હરીએ હેતે કરી દીધી મુને સાન-પ્ર૦

સાખી.

પ્રેમ કરી પધારીયા,
રૂષિમૂખ પર્વતમાંહી;
ભારદ્વાજને ભેટીયા,
સુગ્રીવ કીધી સહાય.
વાલો સીતાજીની શોધ માટે નીસર્યારે,
વાલે લીલા કરી અપરંપાર-પ્ર૦

સાખી.

જલનીધીને જગાડીઓ,
તો શરણે આવ્યો તેહ;
પાજ બંધાવી પ્રભુજીએ,
રાખી હ્રદયમાં નેહ.

એવા રામેશ્વરને સ્થાપીને પેલેપાર ગયારે,
દિધાં વિભિક્ષણને રાજ—પ્ર૦

સાખી.

રામ લક્ષ્મણ જાનકી,
સુગ્રીવાદી સર્વ;
અવધપુરીમાં આવતાં,
ભેટ્યા ભાઈ ભરત.

એવા અયોધ્યામાં આવી સર્વે સુખી કર્યારે,
ત્યારે થયો ત્યાં જયજયકાર—પ્ર૦

સાખી.

અંધબુદ્ધિ હું આળસુ,
પણ વાલા કરજો વાર;

ગોવિંદને તો ગમે નહી,
પણ ઉતારો ભવપાર.
એવા આપ શરણુમાં સુખતો ચાહુ સર્વદારે
એ વિણુ અન્ય નહિ આધાર–પ્ર૦

૨૦

(પાલવડો પકડીને રહી છું પ્રેમથીરે–એ રાગ).
નાથ શરણે રાખો મુજને જાણી આપનોરે,
નથીપારજ મારા પુર્વવર્તન પાપનોરે–નાથ.

સાખી.

તે સઘળાંને ટાળવા,
દર્શન થયાં છે આજ;
તેથી જાણું હું સદા,
મળીચું છત્ર રામરાજ.
એવા હૃદયે રહેજો માગું મુખે પ્રેમથીરે
સેવક જાણીને રાખો ચરણુકંમળની પાસ–ના૦

સાખી.

ભટકું ભવજલ સીંધુમાં,
પાર પામવા કાજ;

દયા કરી ઉગારજો,
બાહ્ય ગ્રહ્યાની લાજ.
એવા અંત સમયમાં આપે આવી તારજોરે
શુદ્ધબુદ્ધ આપી કરજો મારી સહાય-ના૦

સાખી.

પંગુ અંધને આ સમે,
બહેરાને વળી કાન;
અમૃત આપો છો તમો,
વિદ્યા કેરૂં દાન.
સ્થાવર જંગમ અન્ડજર ખાણુમાંરે
ફરીથી નાવે તેતો ચોરાસીની જાળ-ના૦

સાખી.

બીલ્વપુરી પધારીયા,
ગીરી તળેટી પાસ;
ઉગાર્યા અનેકને,
કહેતાં નાવે પાર.

થાકે શેષ મહેષને શારદારે
નીગમ નેતી નેતી કરી ગાય–ના૦

સાખી.

અઠોતેર કેરી સાલમાં,
જેમ સીંધુ ભરતી થાય;
તેમ અસાડી પુર્ણીમા,
થયો છે જયજયકાર.

છો દ્રષ્ટિગોચર યુગ કરજોડુ આપનેરે
ટાળો મારા અંતરના સંતાપ–ના૦

સાખી.

અંધબંધી રહું આળસુ,
પણ વહાલા કરજો વાર;
ગોવિંદને તો ગમ નહિ,
પણ ઉતારો ભવપાર.

એવા આપ ચરણુમાં સુખ તો ચાહુ સર્વદારે
એ વિણુ અન્ય નહિ આધાર–ના૦

૨૧

કીન તેરો ગોવિંદ નામ ધર્યો.
લેન દેન કે તુમ હીતકારી,
મોસે કછુ ન સર્યો.
દ્રુપદ સુતાકી તુમ પત રાખી,
અંબર દાન કર્યો.
વિપ્ર સુદામા કીયો અજાચી,
તંદુલ ભેટ ધર્યો.
સંદીપનકે તુમ સુત લીયે,
વિદ્યાપીઠ પઢયો.
માધવ ગત તેરી ન જાની,
શામળદાસ કહ્યો.



## "અમુલ્ય લાભ અને અમરનામ."

આ જગત્માં સર્વે પરોપકારી પુરૂષોને નમ્ર વિનંતી કેઃ–લોટરી ફંડ તથા સુરતી આવા પૈસા ભેગા કરી પોતાનો સ્વાર્થ સાધવામાં જરા પણ સંષય નથી તેમ ધારી સર્વ પ્રતી લખું છું જે નીરાધાર બાળકોને અન્નવસ્ત્ર સાથે વિદ્યાભ્યાસના દાનના મદદગાર થવા બનતી કોશીશે નાણાંની યથાશક્તી રકમ જમા પાડી કૃતાર્થ કરવા કૃપા કરશો. આવક શરૂ થતાં આ દાસ સમયાનુસાર સ્થીતી મુજબ યથા-શક્તી યોગ્ય રકમ ભરી ઉપરમુજબ ઉપયોગ કરશે.

**મરૂં તો માગું નહીં, અપના તનકે કાજ,**
**પરમાર્થને કારણે, મોહી માગત નાવેલાજ.**

આ કામમાં આગળથી આશ્રય આપનાર આશ્રયદાતાઓનાં નામ બીજા ભાગમાં જાહેર કરવામાં આવશે માટે નિરાધાર બાળકોના આશીર્વાદ મેળવી અમરનામ કરો. જે સદગૃહસ્થને રકમ મોકલવાની ઇચ્છા હોય તેમણે નીચેને શીરનામે મોકલવા મહેરબાની કરવી.

મીસ્ત્રી ગોવીંદ નારણ.
મુ. બીલખા–(કાઠીયાવાડ.)

